२०५० 

# त्रितत्व वर्णन.



## मंगळाचरण.

દોહરો.

તિર્થંનાથ ત્રિભુવન ધણી, જગ તારક જન બંધુ;
વીર ધીર ગંભીર વર, નમું નાણકે સિંધુ. ૧

ગરબી.

વિનંતી ધરજો ધ્યાન, જન સહુ, વિનંતી ધરજો ધ્યાન; એ રાગ.

પરમ પુરૂષ દેવ દયાળજી, ભવ દુખ ભંજન નાથ,
જગત ગુરૂ નમું જોડી હાથ, નમું જોડી હાથ,
"જગત ગુરૂ નમું જોડી હાથ" (એટક)

રાગદ્વેષને દુખ દુરે કર્યા, પામ્યા વંછીત આથ,
જગત ગુરૂ નમું જોડી હાથ.

શિવ સુખ કારણ જગત ઉધ્ધારણ, કાઢયો કર્મનો કાથ;
જગત ગુરૂ નમું જોડી હાથ.

સુખ અનંતાકી લ્હેરે પ્રભુજી, શિવ નારી કીયો સાથ;
જગત ગુરૂ નમું જોડી હાથ.

વિઘ્ન હરો પ્રભુ સેવક કેરાં, રૂડી પામું જેમ ગાથ;
જગત ગુરૂ નમું જોડી હાથ.

## सुदेव.

સુદેવ જ્યારે માતાના ઉદરમાં ઉત્પન્ન થાય, ત્યારે તે

માતા ચૌદ સ્વપ્ના દેખે. અનુક્રમે સવાનવ મહિને જન્મ થાય. તે વખતે છપન દિશાકુમારીઓ પ્રસૂતિકર્મ કરે. અને ચોસઠ ઈંદ્ર આવીને જન્મ મહોત્સવ કરે. પછી કેટલેક કાળે તે સંસારથી વૈરાગ્ય પામીને સંસાર સુખ છાંડીને સંયમ માર્ગ અંગીકાર કરે. મહા તપશ્ચર્યાએ કરી ઘનઘાતી ચાર કર્મ (જ્ઞાનાવર્ણી, દર્શનાવરણી, મોહની, અને અંતરાય) ખપાવી અનંત જ્ઞાન, અનંત દર્શન, ક્ષાયક સમકીત, યથા ખ્યાત ચારિત્ર, અને અનંત આત્મિક શક્તિ પામે. અઢાર પાપસ્થાનકનું ત્યાગ કરવું; એવો ભવ્ય જીવને ઉપદેશ દેઈ પ્રતિબોધ પમાડી સાધુ, સાધવી; શ્રાવક, શ્રાવિકા રૂપ ચતુર વિધ સંઘતિર્થ સ્થાપ્યા તે ભાવ તિર્થંકર. ભવ્ય જીવને મોક્ષ પમાડવા નિમિત્તે સંસારના દુખ મૂકાવવા નિમિત્તે સિદ્ધાંત વાણી પ્રકાશે. તેમાં સાધુના પંચ મહાવૃત, સમીતિ, ગુપ્તી, રૂપ, મુનિનો ધર્મ તથા બારવૃત રૂપ શ્રાવકનો ધર્મ, અઢાર પાપસ્થાનકના ત્યાગરૂપ ધર્મ પ્રકાશે. *અઢાર દોષ રહિત ચોસઠ ઈંદ્રના પુજનિક, બારે ગુણે કરી, ચોત્રીશ અતિશયે કરી, પાંત્રીશ પ્રકારની સત્ય વચન વાણીને ગુણે કરી તથા,

* ૧ અજ્ઞાન. ૨ ક્રોધ. ૩ માન. ૪ માયા. ૫ લોભ. ૬ મદ. ૭ અરતિ. ૮ રતિ. ૯ નિદ્રા. ૧૦ શોક. ૧૧ પ્રાણીવધ. ૧૨ જૂઠ. ૧૩ ચોરી. ૧૪ મત્સર. ૧૫ ભય. ૧૬ પ્રેમ. ૧૭ ક્રિડા. ૧૮ હાસ્ય.

૧૦૦૮ ઉત્તમ લક્ષણે કરી સહિત હોય છે, એ સુદેવ ઘ-
ણા વર્ષ મહિ મંડળમાં વિચરે, ભવિજનને ઉપદેશ દઈ
પ્રતિબોધ પમાડે. સંયમ શુદ્ધ રીતે પાળી, તપ કરી, બાકી
રહેલા ચાર કર્મ (વેદનિ, આયુષ, નામ ને ગોત્ર) ખપાવી
અચળ અખંડિત અબ્યાબાધ સુખ મેળવીને ચૌદ રાજ
લોકની ઉપરે અલોકને અડીને સિદ્ધ સ્વરૂપે રહે. જિન-
રાજે જન્મ, મરણ, રોગ, શોક મટાડ્યા જે દેવ વર્ણ,
ગંધ, રસ, સ્પર્શ, વેદ, વિકાર રહિત છે. તે દેવ પોતે તર્યા.
અને વળી તેમની ભક્તિ કરવા થકી જગતના જીવ તરી,
સંસારથી મૂકાય. તે દેવને રાગ, દ્વેષ, મોહ, માયા, છળ,
ભેદ, અને કપટ નથી. એટલે તેમની ભક્તિથી ભવ્ય જીવનું
કલ્યાણ થાય. અને અભક્તિથી જીવ ભારે કર્મી થાય. સુખ
દુખના કર્ત્તા તિર્થંકર નથી. સ્વભાવિક ગુણેજ સુખ દુઃખ
બને છે, જેમકે અગ્નિ છે, તેનો કોઈ સમી રીતે ઉપયોગ
કરેતો તેના શિતાદિક દુઃખ મટાડે, અને પાચન ક્રિયામાં
સાહ્યકારી થાય. પણ જો તેમાં કૂદી પડેતો તે બાળીને
ભસ્મ કરે. એમાં કાંઈ અગ્નિનો દોષ નથી. પણ તેનો એ-
વોજ ગુણ છે. તેમ અરિહંત દેવેતો રાગદ્વેષ ક્ષય કર્યાછે.
તોપણ તેમનું નિર્મળ મને ધ્યાન કરતાં મનુષ્યને જન્મ
જરા ને મરણથી મૂકાવવા ઉપકારી થાય. એ તેમના ધ્યા-
નનીજ ગુણ છે. આ લક્ષણ સર્વે દેવનાં છે. એ દેવના
ગુણ સમપૂર્ણ માટે સુદેવ. આ દેવની આરાધના કરવાથી

સમકિત નિર્મળ થાય. અને સંસાર ક્ષય કરી મોક્ષ જવા. ય, એવા બીજો કોઈ દેવ છેજ નહીં.

ચોપાઈ.

પરમ પુરૂષ પરમેશ્વર દેવ, તેહ તણી નીત કીજે સેવ,
ભવદુઃખ ભંજન શ્રી અરિહંત, રાગદ્વેષનો કીધો અંત. ૧
ચોત્રીશ, અતિશય શોભિત કાય, ત્રિભુવન જન નાયકજિનરાય;
પાંત્રીશ વાણી વચન રસાળ, શિવ સુખકારણ દિન દયાળ. ૨
સુરિનર કિંનર વંદીત પાય, જય જગદિશ્વર ત્રિભુવન રાય;
સિધ પુરૂષ અવિચળ સુખ ધણી, સેવા કરો ભવિજન તેતણી. ૩
અષ્ટ કરમ દળ કીધા ચુર, ચિદાનંદ નિતિસુખ ભરપુર;
અનંત જ્ઞાન દર્શન આધાર, ઇંદ્રિય દેહ રહિત આકાર ૪
તેને જન્મ જરા નહીં રોગ, નહીં સુત દારા નહીં તસ ભોગ,
નહીં તસ મોહ નહીં તસ માન, નહીં તસ માયા નહીં અજ્ઞાન. ૫
નહીં તસ વેરી નહીં તસ મિત્ર, જ્ઞાન રૂપ જગનાથ પવિત્ર;
તે પ્રભુ નવિ સરજે સંહરે, રાગદ્વેષ તે ચિત્ત નવિ ધરે. ૬
તે પ્રભુ નવી પામે અવતાર, આદિ અંતનહીં તેનો પાર;
તે પ્રભુ નવિ લીલા ચિત્ત ધરે, તે પ્રભુ હાસ્યક્રિડા નવિ કરે. ૭
તે પ્રભુ નવિ નાચે નવિ ગાય, તે પ્રભુ ભોજન કાંઈ નવિ ખાય;
તે પ્રભુ પુષ્પ પુજા શું કરે, તે પ્રભુ ગદા ચક્ર નવિ ધરે. ૮
તે પ્રભુ શૂળ ધરે નહીં પાણી, સાચો જગદિશ્વર લ્યો જાણી;
વેદ પુરાણ સિદ્ધાંત વિચાર, એ જગદિશ્વર નહી સંસાર. ૯
એ જગદિશ્વર માને જેહ, નિરાબાધ સુખ પામે તેહ;

એહ તજી બીજો કોણ ધાય, અમૃત છાંડી વિખ કોણ ખાય. ૧૦
રત્ન ચિંતામણી નાખી કરી, કોણ ગ્રહે કર કાચ ઠીકરી;
પોલી મૂઠી દીસે અસાર, પથ્થર વાંદે નહીં ભવ પાર. ૧૧

# કુદેવ.

દેવ એટલે પરમેશ્વર. પરમેશ્વરના લક્ષણ એવાં હોયછે કે તે સર્વ જગતના હિતકારક હોય, તે દેવ અથવા સુદેવ. બાકીના કુલક્ષણવાળા તે કુદેવ. કેટલાક મતવાળા કહેછે કે અમારા પરમેશ્વર મચ્છ કચ્છના, સુવરના, સિંહના તથા ભિન્ન ભિન્ન પ્રકારના અવતાર લેઈ કપટ કરીને ઘણા દૈત્યનો સંહાર કરેછે, અને ભક્તનું રક્ષણ કરેછે. એવા મતવાળાને જો પૂછીએ કે તમારા પરમેશ્વર ક્યાં રહેછે તો કેટલાક કહેછે કૈલાશમાં, કેટલાક કહેછે સ્વર્ગમાં, કેટલાક કહેછે વૈકુંઠમાં, કેટલાક કહેછે દેવલોકમાં, કેટલાક કહેછે ગોલોકમાં, કેટલાક કહેછે કે બ્રહ્મલોકમાં અને કેટલાક કહેછે કે મોક્ષમાં રહેછે. કેટલાક કહેછે કે પરમેશ્વર સર્વ જગતમાં વ્યાપક છે. કેટલાક કહેછે કે પરમેશ્વર નિરંજન નિરાકાર છે. કેટલાક પુરૂષ રૂપે માનેછે, કેટલાક સત્યનેજ પરમેશ્વર માનેછે. પણ તે પરમેશ્વરની એવી શક્તિ જણાતી નથી, કે ત્યાં બેઠાબેઠા ભક્તનો ઉદ્ધાર અને દૈત્યનો સંહાર કરી શકે. કારણ કે જો એમ બનતું હોય તો આંહી આવવાની શી જરૂર? કેટલાક કહેછે કે લીલા કરવા આવેછે, એપ-

રથી એમ સમજાયછે કે જાણે ત્યાં લીલા કરવા જેવું કાંઈ નહીંજ હોય!! એટલે તેઓને આંહી આવવાની ફરજ પડતી હશે. તરેહ તરેહના અવતાર લેઈ કઇકને મારેછે, કઇકને છેતરેછે, અને અનેક પ્રકારના દગાફટકા કરી મારામારી તથા કાપીકાપી કરી મૂકેછે. માટે ત્યાં બેઠા દૈત્યને વશ કરવાની શક્તિ હશેજ નહીં, એમ તેઓ ગર્ભિત રીતે સાબિત કરેછે! એમના દુસ્મન પણ અધિક અને અજિત હોય એમ જણાવે છે! એ વિપરિત વાત છે.

દેવ લોકમાં કજીઓ કરી એક બીજાને શાપ પણ દેતા જણાવે છે!! અને એ શાપને લીધે અનેક દુઃખી વર્ણમાં અવતાર લેઈ અરણ્યમાં આથડવું પડેછે. નિચ જનનું એઠું જૂઠું પણ ખાવું પડેછે, ન વાપરવા જોગ વસ્તુઓ પણ વાપરતા શીખેછે; જૂઠું બોલે અને બોલાવેછે. ચોરી કરે અને કરાવે છે. અને પરસ્ત્રીની લાજ પણ લૂટે છે. કેટલાકના માબાપ વિષે પણ માહિતી આપતા નથી. મા બાપના આચરણ નિંદ્ય હોય તો પછી એવાના નામ ધૂળથી ઢાંકેછે, પણ પ્રસિદ્ધ કરતા નથી. મા બાપની વાત પૂછતાં તેઓ अज છે એમ કહી વાત ઉડાવી દેવાનું પ્રયત્ન કરે છે, એ વાત પણ મહા વિપરિત છે. દુષણની ખરી વાત ઢાંકવાને નાના પ્રકારની યુકિતઓ કરી અજ્ઞાની જીવને અંધારામાંજ રાખવાને વેતરણ કર્યા કરેછે. પણ સૂરજ ઉગ્યો તે છાબડે કેમ ઢંકાય? જો અજ હોય

તો નિરંજન નિરાકાર સિવાય બીજું તેનું નામજ ન હોય, તેને દેહ ન હોય. તેને સ્ત્રી ન હોય, તેને વાહન ન હોય, તેને મતે તેનું સ્થાનક ન હોય પણ એવી એવી વસ્તુ જે નિરંજન નિરાકારને ન હોય તે એવા દેવને હતું, છે, અને થશે એમ બતાવે છે અને વળી તેને અજ કહેછે, એ ઘણીજ નવાઈની વાત છે!! અને તે કેવળ અસંભવિત છે, માનવા જોગ એ વાત નથી. તેઓ વિચારતા નથી કે એટલું બધું હોય તેને માબાપ કેમ ન હોય? દેહ છે તેને માબાપ હોવાજ જોઇએ. કેટલાક આંખમાંથી અને કેટલાક કાનમાંથી અવતર્યા એમ કહેછે, એ કોઈ જાતનો અલંકાર હોય તો હોય. પણ એ પ્રમાણે ખરેખર બનેલું હોય એમ કદી બનેજ નહીં. એ દરેક સમજુ માણસ કબૂલ કરશે.

કેટલાક કહેવાતા દેવે પોતાનું મરણ નજદીક આવ્યું જાણી પોતાના કુટુંબમાં કોઈ પણ પ્રકારે કજીઆ ઘાલી પોતાના કુટુંબના માણસોનો પોતાની રાજી ખુશીથી સંહાર કરાવ્યો જણાવે છે. એમ કરવાનું કારણ એમ બતાવે છે કે પોતાનું બળ કમી થતું અને દુશ્મનનું બળ અધિક થતું જાણી પોતાના મરણ પછવાડે દુશ્મનો પોતાના કુટુંબપર ફાવી જશે એમ ધારી, (પછવાડેથી અપકીર્તિ ન થાય તે માટે પોતાને હાથેજ પોતે પોતાના કૂળનું નિકંદન કરાવે છે. અને એવાને પણ દેવ કહેછે, કેટલાક કહેછે

કે નિરંજન દેવને માયા લાગેછે, તેથી અવતાર લેછે, પણ એમાંનું એકે દેવનું લક્ષણ ન હોય. માયિક અવતાર કરે તે દેવ કહેવાયજ નહી દેવ જો માયિક અવતાર કરે તો દેવમાં અને બીજા જીવમાં શો તફાવત રહ્યો?

કેટલાક માણસો દેવની સ્થાપના કરી તેની મૂર્તિ બેસાડેછે; કેટલાક ઉભા દેવને માનેછે, કેટલાક બેઠા દેવને માનેછે, કેટલાક સુતા દેવને માનેછે. કેટલાક દેવના હાથનો પંજો કરી તેને માને છે. અને કેટલાક દેવના નામ લખતાં બિભસ્ત લાગે એવા અવયવને માને છે, તેમજ કેટલાક શસ્ત્રને સેવે છે.

કેટલાક દેવ ગાંજો, ભાંગ અફીણ, અને મદિરા આદિ પીએ, એમ કહેછે. કેટલાક દેવ આગળ ગાના, વાજાં ને દીપ માળા થાય છે. કેટલાક દેવને પાણીમાં નવરાવે છે, કેટલાકને પાણીમાં ઝબોળી રાખેછે, અને કેટલાકને ભોજન ખવરાવવા તેની પાસે નૈવેદ ધરાવેછે, મતલબ કે મનુષ્યની પેઠે તેની સાથે પણ વર્ત્તેછે. સરાગી અને વીતરાગીની આગળ સરખાજ ચાળા કરી રીઝવવાનું કરે છે. અને અનેક પ્રકારના વસ્ત્ર, ઘરેણાં, ફળ ફૂલ, માટી આદિ ચડાવીને કૃતાર્થ થયા માને છે.

કેટલાક દેવની મૂર્તિઓને આંહીજ જન્માવે છે, પછી પારણામાં ઘાલી ઝુલાવે છે, આંહીજ સુવારીને પછી ઉઠાડે છે, અને વળી આંહીજ જોગ માર્ગ લેવરાવે છે.

એવા ભગવાન સ્વર્ગમાં ગયા જાણી મૂર્તિ કરી બેસાડે છે, એને દેવ ધારેછે, અને એને આપો આપ પરમેશ્વર માને છે, પણ મૂર્તિ વિષે શું કહ્યું છે તે જુઓ.

## पद.

સજ્જન ચૈતનનાથ તજીને, પ્રતિમા શાને ધારોરે. (એટેક)
એ શું કરશે કામ તમારાં, મનમાં જુવોની વિચારોરે; સ.
તે નર કેહે પ્રતિમાયે પૂર્વે, કાજ ઘણાના સાર્યા રે,
તે વણ ક્યમ આચાર્ય ગણીને, સેવક થાય અમારા રે; સ०
એક મૂર્તીએ દૂધજ પીધું, એકે આપ્યો હારરે,
એક મૂર્તીના વાઘા ફાટ્યા, કરતાં માંજણ લારરે; સ.
એક મૂર્તીએ શીશ ચડાવી, ઠેલ્યો ભોજનનો થાળરે,
એક મૂર્તી મોહોટી તોલાણી, સોને સઘવાલરે, સ.
ચમતકાર અગણિત પ્રતિમાના, જગત શુણે છે કાનેરે,
લાખો દેવી જીવ અમારી, આપેલ મૂર્તિ માને રે; સ०
સિધ્ધાંતી કહે આજ અચેતન, મૂર્તિ પ્રગટ જણાય રે,
આગળ પીતળ ખાતૂં પીતૂં. તે ક્યમ સત્ય મનાય રે; સ०
ખરૂં હોય તો આજ બનાવો, ખાલી ન ગાલ ફુલાવોરે,
દેખી પેખી ક્યાં ભુલોછો, પરને કાં ભરમાવોરે. સ.
તે કહે આજ કોઇને એવા, નહીં ભાવ વિશવાસરે,
ન કાં આજ મૂર્તિ પણ બોલે, જમે અજાના ગ્રાસરે. સ.
સિદ્ધાંતિ કહે ભાવ વિનાં કાં, જુદા પંથ ચલાવોરે,

ભોળા જીવોને ભરમાવી, કાં ઠાલા ચુંથાવોરે, સ.
ધન્ય ધન્ય આચારજ દૈવી, જીવ તમારા કહીયેરે;
જેહને ભાવ ભક્તિ વિશ્વાસજ, ખરેખરો નહી કઇએરે; સ.
આચારજને ભાવ નહીં ત્યારે, સેવકને હોય શાનેરે,
વણ સામાને ગામ નોતરે, શું પામે શોભાનેરે; સ.
સમઝવાન ભાવે ફળ આપે, કાષ્ટ પુતળી નારીરે,
ભાવે કીધો પુત્ર જણીને, વંશ ન શકે વધારીરે; સ.
લાખો માણસ મૂર્તિ પૂજે, એકેની નવ બોલેરે,
લાખે એક ન બોલે એવા, મારગ મૂરખ ખોલેરે; સ.
અમુકે મૃતક ગાય દોહી હતી, એવી સાંભળી વાતરે,
કોઇ તો મુડદાં કરિ એકઠાં, પૂજે દિન ને રાતરે; સ.
કોક સિદ્ધીએ ભીંત ચલાવે, કો પ્રતિમા કો પાહાંણરે,
કોક સિદ્ધી પ્રતિમામાં મુકે, કોક નચાવે ઝાડરે; સ૦
તેથી પ્રતિમાદિક જડ વસ્તુ, ચૈતન કદી ન થાયરે,
દુર્ગ દ્વાર દાંતે નવ તૂટે, મુવા પછી ગજરાયરે; સ.
ધ્યાન ધારણા પ્રાણાયામન, આસનનો ઉપદેશરે,
ફક્ત ઢીંગલા શણગાર્યાથી, વિદ્યા નાવે લેશરે; સ.
સમજ સિદ્ધિનિ તેહની પાસે, તેની સાથે જાયરે,
સાપ ગયે દરડાને વળગે, કદી ન સાપ ઝલાયરે; સ.
તેમ પ્રતિમાને વળગી પડ્યાથી, સિદ્ધ કળા ન પમાયરે,
એવી અલ્પ સિદ્ધિથી જગદિશ્વર, પણ કેમ થવાયરે; સ.
સૂર્ય પ્રકાશ કરે સૃષ્ટીને, ચંદ્ર સકળને પોખેરે,

મેઘ જગતમાં વરસે અગ્નિ, બાળે વાયુ શોષેરે; સ.
એક કાળમાં અગણિત કામો, કરે દેવાદિક સર્વરે,
તે આગળ નર પ્રતિમાની, ત્રણ સિદ્ધિનો શો ગર્વરે; સ.
અમિત શક્તિ ચૈતન્ય ઘટ ઘટમાં, તેને તો નથી જોતોરે,
પથ્થર પરમેશ્વર કરવાનો, ધંધો ક્યાંથી ગોત્યોરે; સ.
વીર વચન ઉપરથી મેહેનત, કરી નથી શકતો લગારેરે,
પીતળમાંથી પ્રભુ બતાવત, એવી ડીંગ કાં મારેરે; સ.

# (मनहर पद).

## सूगुरु.

### ચોપાઇ.

સુગુરૂ મળે જો પુન્ય સંજોગ, જાય મિથ્યા મતનો તો રોગ;
સુગુરૂ તારે ને પોતે તરે, ઉપકાર નાવ તણી પેરે કરે. ૧
ક્રોધ માન મમતા પરિહરે, ત્રસ થાવરની રક્ષા કરે;
સત્ય વચન મુખથી ઉચરે, કુડ કપટ તે ચિત નવિ ધરે. ૨
અણ દીધું તે ગુરૂજી નવિ ગ્રહે, દયા ધર્મ ભવિજનને કહે;
નારિ તણિ સંગતી પરિ હરે, બ્રહ્મચર્ય વૃત ચોખું ધરે. ૩
નવ વિધ વાડ વિસુધ વૃત ધરે, તે ગુરૂ તારે ને ભવ તરે;
કામ ભોગ લાલચ પરિહરે, સિલાંગરથ ગુણ તે આદરે. ૪
બ્રહ્મચર્ય પાખી ગુરૂ હોય, તો ગુરૂ થાયે જન સહુ કોય;
ગૃહસ્થ ગુરૂ થઇને શું કરે, લોહ સંગ પથ્થર કેમ તરે. ૫
તારે ગુરૂ મહાવૃત ધાર, પંડિત જન એમ કહે વિચાર;
કનક રજત ધન મમતા તજી, મૂકી લોભ ધર્મ સાધન ભજી. ૬

એણિ પેર પંચવૃત ધરે, ચાર કશાય મુનીવર પરિહરે;
શાસ્ત્ર તણો નિત્ય દે ઉપદેશ, શ્રી ગુરૂ ટાળે સકળ કલેશ. ૭
રાગદ્વેષ મોહ ટાળી કરી, એવા મુનિવર લહે શિવ પુરી;
તરવા જો વંછો સંસાર, તો આરાધો ગુરૂ વૃત ધાર. ૮

જૈનના સાધુ પંચ મહાવૃત (અહિંસા, સત્ય, દત્તગ્રહણ, બ્રહ્મચર્ય અપરિગ્રહ) ના આદરનાર, આઠ પ્રવચન (ઇર્યા, સમતિ ભાષા સમતિ, એશણા સમતિ, આદાન નિખેવણા સમતી, પારિ ઠાવણીઆ સમતિ, મન ગુપ્તી, વચન ગુપ્તી, કાય ગુપ્તી, ) માતાના આરાધન હાર, દશવિધિ યતિ ધર્મ (ક્ષમા, નિર્લોભતા, આર્જવતા, માર્દવતા, લાઘવતા, સત્ય, સંયમ, તપ, અકુંચનતા બ્રહ્મચર્ય વાસ) ના આરાધનાર તથા બાવીશ પરિસહના જીતનહાર, સત્તર પ્રકારે સંયમના પાલણહાર પૃથ્વી, અપ, તેઉ, વાઉ, વનસ્પતિ, બેઇંદ્રી, તે ઇંદ્રી, ચૌઇંદ્રી, પચંદ્રી, અજિવ, એ દશ પ્રકારનો સયમ, પેહા સંયમ તે જોઇને કામ કરવું, ઉપેહા સંયમ તે ધર્મમાં અનુદ્યમિને ઉદ્યમી કરે તે, પમજણા સંયમ તે વિધિ સહિત પુજવું, પારી ઠાવણીઆ સંયમ તે વિધિ સહિત પરઠવવું; મન, વચનને કાયાએ ત્રણને જતનથી પ્રવરતાવવા.

અઢારે બોલે અખંડના પાલણહાર (છવ્રત આરાધવા તેમાં પંચ મહાવૃતનો ખુલાસો ઉપર આવી ગયો અને છઠું વૃત તે રાત્રિ ભોજન ન કરવું તે. છ કાયની દયા પાળવી,

૧૩ અકલ્પનિક ચાર વસ્તુ ન લેવી તે (આહાર, જગ્યા, વસ્ત્રને પાત્ર) ૧૪ ગૃહસ્થના વાસણ કૂસણ ન ખપે. ગૃહસ્થના ખાટલા ઢોલીઆ વગેરે પર ન બેસવું. ગૃહસ્થને ત્યાં બેસવું નહીં. શોભાને વાસ્તે સ્નાન ન કરવું, શરીરની શોભાને વાસ્તેજ વસ્ત્ર વગેરે ધારણ ન કરવાં.

સતાવીશ સાધુજીને ગુણે કરી સહિત, (પંચમહાવૃતધારી, પાંચ ઇંદ્રીના નિગ્રહ એટલે વિષયથી વિરકત, ચાર કષાય (ક્રોધ, માન, માયા, લોભ) ના જીતનહાર, મન, વચન ને કાયા એ ત્રણેને શુભ માર્ગે પ્રવરતાવનાર, જ્ઞાન, દર્શનને ચારિત્રે કરીને સંપન્ન, ભાવસત્ય, કર્ણસત્ય, યોગસત્ય, ક્ષમાવંત, વૈરાગ્યવંત, વેદનાના ખમનાર, મરણાન્તીક વેદનાના પણ સહન કરનાર.)

છનૂ દોષ રહિત આહાર પાણી લઇને ભોગવે. બાવન અનાચીરણના ટાલણહાર, કંચન કામનીના ત્યાગિ, નવવાડ પ્રમાણે બ્રહ્મચર્યના પાળનાર હોય તે સુગુરૂ. સુગુરૂ, સ્ત્રી તરફ વિષય વાંચ્છનાએ કદી પણ જોતા નથી. પણ શુદ્ધ ભિક્ષા લેવા સારૂ તથા ધર્મોપદેશ દેવા વગેરે કારણથી શુદ્ધ મનથી જોતાં બ્રહ્મચર્યમાં દોષ લાગતો નથી. સ્ત્રી આદિકને હાથેથી જોયા વગર ભિક્ષા લેવાથી વખતે અશુદ્ધ ભિક્ષા આવી જાય એમ સંભવછે. માટેજ શુદ્ધ મનથી જોતાં હરકત નથી.

માતા પિતા, ભ્રાતા ભગિની, સ્ત્રી, પુત્ર, પુત્રી, દાસ, દાસી, સૈન્ય, સેવક, ક્ષેત્ર, વાડી, દુપગ, ચોપગ, ઘરબાર,

હાટ હવેલી, સોનું રૂપું, કિંકર પથ્થર ઇત્યાદિ બાહ્ય પરિગ્રહથી મૂકાણા છે તે-વળી.

जे पंचव्रत मेरू भार निर्भय वहे, निसंग रंगे रहे॥
पंचा चार धरे प्रमाद न करे जेदुःपरीशा सहे॥
पंचेंद्रीय तुरंगजा वसि करे मोक्षार्थने संग्रहे॥
अेहवो दुःकर साधुधर्म धन जे ज्युं ग्रहे त्युं वहे॥

---

આવા ગુણ સપન્ન જેઓ હોય તેઓ સુગુરૂ. સુગુરૂ તેમને કહેવા કે તિર્થંકરના પરૂપેલા નિગ્રંથ પ્રવચનને અનુસરીને ચાલનાર અને પરને પણ તેજ પ્રમાણે ઉપદેશના આપનાર હોય.

## कुगुरू.

કેટલાક અજ્ઞાનતાનેજ ઉત્તમ માને છે; કેટલાક કહે છે કે જાણે એનેજ પાપ, ન જાણે એને કાંઇએ નહીં; એમ ધારી જ્ઞાન મેળવવાની ઇચ્છા રાખતા નથી, તેઓ જન્માંધ ગણાય છે. કેમકે તેઓ ધર્મનું જાણપણું મેળવતા નથી; કેટલાક જાણપણું કરી પછી તે પ્રમાણે વર્તતા નથી; કેટલાક સુધર્મના લક્ષણ સમજી પછી તે પાળવામાં પોતાનું અશક્તપણું બતાવે છે; કેટલાક ખરા ધર્મને સમજી પછી આ-

ળસમાં પોતાની આવરદા એળે ગુમાવે છે; કેટલાક ધર્મની બાબત કાંઈ જાણી લેઈ પછી નાનાપ્રકારના ઢોંગ કરવામાં પોતાનું કરતવ્ય સમજે છે. અને ફક્ત પોતાની આજીવિકાને અર્થે કામણટુમણ, વશીકરણ, દોરા ધાગા, મારણ, મોહન, ઉચ્ચાટન, જ્યોતિષ્ય નિમીત્ત, ઇત્યાદિથી અનેક ઢોંગ કરે છે. કેટલાક ગુરૂ નામ ધરાવીને બાઇડી છોકરાં પણ રાખેછે, કેટલાક ઢોરઢાંખર પણ રાખે છે, નાનાં પ્રકારના વ્હેમ આચરે અને આચરાવે છે. વળી નામધારી જૈનના ભેખ પગથી માથા સુધી કપડાં ઓઢિ, હાથમાં મોટા દંડા ઝાલી માણસ પાસે ત્રાગાં કરી પૈસા મેળવે છે. કેટલાક જીનવચનને સંતાડી પોતાના નવિન રચેલા ગ્રંથોપરથી ખોટો મત ચલાવી અઘોર પાપમાં પડેછે. કેટલાક ચેલાને વેચાતા લેઇને પોતાની ગાદી સાચવે છે. કેટલાક પંચમહાવૃત આ-દરી "जहा गुरू परंपरा" એમ ઉચ્ચરી પોતાના પંચમહાવૃ-તપર પાણી ફેરવે છે કેટલાક ગુરૂ નામ ધરાવી દમડા સારૂ ગમે તેવું હિણું કામ કરવામાં જરાપણ અરેકારો આણતા નથી. તેઓ દાન દયાના ઉથાપનાર છે. કોઈ બીજાને મારતું હોય ને તેને મૂકાવે તો મારનારને એક પ્રકારનું પાપ અને મૂકાવનારને અઢાર પ્રકારના પાપ લાગે છે એવો અવળો પણ કેટલાક ગુરૂ બોધ આપેછે. અને જિવહિંસાએ ધર્મ માનેછે. ઉપરથી મોટો ડોળ રાખીને અમે વૃતધારી સાધુ છીએ એમ ખોટો વેષ રાખે છે, જૈન માર્ગથી વિરૂદ્ધ વર્તી

રંગિત વસ્ત્રો કેટલાક ધારણ કરેછે. કેટલાક ગુરૂ નામ ધરાવીને.—

### કવિત.

"ચેલાને ચલાવે પાળા, પોતે પાલખીમાં માલ્યા;
ચેલાને લંગોટી પોતે, ધોતી પોતી પેરીયાં,
નારીને તજાવ્યો નર, નરને તજાવી નારી;
પોતે ઘરબારી છાના, જાહેર થઇ રહ્યા,
પોતે ખાય પકવાન, ચેલાને પાણીથી ધાન;
ભગવાં પેરાવી પ્રીતે, નવઘરાં ઘેરીયાં,
ચેલાનું લઇને ધન, પોતાનું સુધાર્યું તન,
ભોળાને ભુલાવી છોરૂ, પોતાનાં ઉછેરીયાં.

### દોહા.

"કરે મોજ ગુરૂ રોઝ સમ, ફોજ શિષ્યની પાસ;
ખોજ ન ધર્માચરણની, ભોજન ધનની આશ. ૧
ન મળ્યું ખાવા તે થકી, થયા બાવલા જાણ;
ઇંદ્રિયના સુખ ભોગવી, તૃપ્તિ ન પામે પ્રાણ." ૨

કેટલાક ભક્તના રૂપિઆ લેઇને સેવકના પાપ લેછે. એવા ગુરૂ આખા જગતના પાપના પુંજ ભેળા કરેછે; પણ આખરે તેની શી ગતિ થશે, એ વિચારવું સહેલછે. સંસાર સાગર તરવાને મતલબે સાચો માર્ગ તજી દેઇને આમતેમ દોડાદોડ કરેછે, પણ જેમ પાણીથી અતિ તૃ-

षातुर थयेला मृग रणुवगडामां उनाळाना सख्त ताप-मां मृगजळ (झांझवा) देखी तेने अज्ञाने करीने सत्यजळ मानी एने माटे जोसभेर आम तेम भटकी उपरना देखावथी ठगाई अंते पोतानो देह छोडी दे छे. ते प्रमाणे घणा खरा मंदबुद्धि माणुसो खरा खोटानी गणना व-गर मात्र उपरना आभासथी छेतराई अंते सारुं पद मेळवी शकता नथी, पण आ भूंडा भवसागरमां भटके छे.

केटलाक त्यागी थइने भोगी एवा गुरु अने परमेश्व-रने माने छे. अने तेमनी सेवा भक्ति करे छे अने लाखो रुपिआ अर्पण करे छे.

गुरुलोभी, चेलो लालचु; दोनुं खेले दाव;
दोनुं बुडे बापडा, बेठ पथरके नाव. १

खरो मार्ग ओळख्याविना जेटलुं कष्ट वेठे ते तमाम व्यर्थ छे. साचे मार्गे वर्त्याविना तेमज सुगुरुनी सहायता विना संसार सागर तराय नहीं. खोटो धर्म अने खोटा गुरु संसार सागरमां रखडावे. "जेमी अगवो आंधळो तेनुं कटक कूवामां." अखो भगत कहे छे के

अनुभवनी देखाडे आंख,
अंतरमां तो धननी धांख;

मोढे वात ब्रह्मनी करे,
मन रह्युं मायामां फरे;
सौने कहे कुडो संसार,
पोते विलसे वारंवार;
हेडमां पग ने मुके तार,
अखो कहे उतरे केम पार.

ગુરૂ કર્યા મેં ગોકુળનાથ,
ઘરડા બળદને ઘાલી નાથ;
ધન હરે ધોખો નવ હરે,
એવા ગુરૂ કલ્યાણ કેમ કરે?

એવા કુ ગુરૂને મૂકીને સુ ગુરૂને આરાધવા, એ ઉત્તમ માર્ગ છે. પણ ઘણા અજ્ઞાની જીવ આડે રસ્તે આથડે છે.

કેટલાક મોટા મોટા દેરા બંધાવે છે, કેટલાક મોટા ધામ બાંધી ધૂતવાનો ઉપાય રચે છે. કેટલાક અમે દાની છીએ, અમે પરોપકારી છીએ એવા ડોળ રાખે છે, કેટલાક દાનના પૈસામાંથી પોતાનું કામ કાઢી લેવાને ચૂકતા નથી. ગારૂડી જેમ ચામડાનાં રૂપિઆ કરી બતાવે છે.

તેમ કેટલાક પરમેશ્વરના ખોટા રૂપ આપી તેને વસ્ત્ર ઘરેણાદિ આભુષણ પહેરાવી તેની આગળ નાચે, ગાન તાન કરે, દીપમાળા કરી પામર પતંગીઆના પ્રાણ હરે, લાખો ફુલ અહરનીશ ચુંટે, ચડાવે અને અતિ હર્ષિત થાય છે. કેટલાક અશ્વમેધ, અજામેધ અને નરમેધ કરવાના ઉપદેશ આપે છે. પંડે મંત્ર ભણે અને કુકડા, બકરાં, ઘોડા વગેરેનો શિરચ્છેદ કરતાં પાછું વાળી પણ નથી જોતા. તેઓ કહેછે કે ઘોડા બકરા વગેરે જેનો વધ કરવામાં કે જેને હોમવામાં આવે છે, તે તત્કાળ દેવલોક પામે છે. એ જો ખરૂં હોય તો તેઓ શા વાસ્તે પોતાનો વધ કરી દેવલોકમાં જતા નથી? આ દુઃખ રૂપ સંસારમાં તેઓ શા વાસ્તે પડી રહે છે? પણ તેઓ જે આડું અવળું સમજાવે છે, તે તેઓ બરાબર સમજે છે. અને સમજતાં છતાં ભોળાજીવને ખરો ભેદ સમજાવતા નથી. કેટલાક માંસ મદિરા વાપરવાના ઉપદેશ આપે છે, કેટલાક વર્ણાવર્ણ ભ્રષ્ટ કરે છે, કેટલાક સત્ય ધર્મનો ત્યાગ કરાવી અનર્થપણું આદરાવેછે, અને જગતમાં સર્વને સરખાજ માને છે; સુચી અને અસુચી, પાપ ને પુન્ય, ઝેર ને અમૃત એ તેઓ સરખાંજ ગણે છે એમ કહીએ તો તેમાં હરકત લાગતી નથી; કેટલાક તરણ તારણ ગુરૂ નામ ધરાવી સિધ્ધાંત વિરૂદ્ધ સિદ્ધાંત સમજ્યા વિના જગતને ઉપદેશ કરે છે. પોતે યથાર્થ સમજતા ન હોય

અને બીજાને સમજાવવા જાય તે યોગ્ય કેમ કહેવાય? તેઓ મિથ્યા મમતીમાં ગણાય. તેઓ બહુ સુત્રીની આસ્થા, સરધા, અને પ્રતિતિ રાખતા નથી.

જૈન શાસ્ત્રમાં કહ્યું છે કે બહુ સુત્રીની સહાયતા વગર રહીને સંયમ પાળે તે પણ કુગુરૂજ સમજવા.

# सुधर्म.

## ચોપાઈ.

દયા ધર્મ ઉપદેશે સાર, જીવ સરવેને કરે ઉપકાર;
દયા ધર્મ મોટો જગસહી, જેથી દુઃખ કોઈ પામે નહીં; ૧
કૈં જન દયા દયા મુખ ભણે, ધર્મ કાજે ત્રસ થાવર હણે;
બોલે સાચું પણ નવિ કરે, કહો તે કેમ ભવસાગર તરે. ૨
દયા વિના જો થાયે ધર્મ, તો હિંસાએ નવિ લાગે કર્મ
જો તપશ્યા ઘરે બેઠા થાય, તો ઘર છંડી વન કોણ જાય. ૩
સર્વ શાસ્ત્રે એ નીશ્ચે સહિ, દયા વિના ધર્મ થાએ નહિ;
જ્યાં હિંસા ત્યાં પાતક હોય, પંડિત શાસ્ત્ર વિચારીજોય. ૪
પૃથ્વી પાણી અગ્નિ વાય, વનસ્પતિ પંચ થાવર કાય;
દ્વિ ત્રિય ચૌપચંદ્રીસાર, ત્રસ જીવ એ આગમસુ વિચાર. ૫
જૈન શિવ પણ એ જીવ કહે, એ રાખે તો શિવ સુખ લહે;
એહ વચન નવિ માને જેહ, ભવ બંધન નવિ છુટે તેહ. ૬

સમકિત સહિત ક્રિયા કરે તે સુધર્મ. સમકિતનું સ્વરૂપ આ પ્રમાણે.—

# गाथा.

जिवाजिवायबंधोय ॥ पुन्नंपाव्वासवोतहा ॥
संवरोनिज्जरामोख्खो ॥ संतेएतहियानव॥१ ॥
तहियाणंतुभावाणं ॥ सझावेउवएसणं ॥
भावेणसद्दहंतस्स ॥ समत्तंवियाहियं ॥२॥

૧ જીવ, ૨ અજીવ, ૩ પુન્ય, ૪ પાપ, ૫ આશ્રવ, ૬ સંવર, ૭ નિર્જરા, ૮ બંધ, ૯ મોક્ષ. એ સત્ય નવ પદાર્થ ને કોઈ સ્વભાવે (જાતિ સ્મરણ અવધિ જ્ઞાનાદિકે) તથા ઉપદેશે જાણે, તે શુદ્ધ મનને ભાવે સાચો જાણતો થકો તેની રૂચી કરે, એવાને તિર્થંકરે સમકિતી કહ્યો છે.

વળી સમકિતની ચાર સદહણા (ચિન્હ) નીચે મુજબ.

परमथ्थसंथवोवा ॥ सुदिठ्ठपरमथ्थसेवणावावि ॥
वावन्नकुदंसणवज्जणा ॥ समत्तसदहणा ॥१॥

પરમ અર્થ જે સિદ્ધાંત વચન તેનો પરિચય કરવો, અરથાત્ અભ્યાસ કરવો. અને ભલી દ્રષ્ટીવાળા એટલે શુદ્ધમાર્ગના ઉપદેશક એવા જે ગુરૂ તેમની સેવા કરવી, તેમની આજ્ઞા પ્રમાણે વર્તવું; અને વાવન એટલે જૈન માગ પામી ને વમી ગયેલા એટલે જૈન નહીં, પણ જૈન-

ના ભેખ જેવા જણાતા અને ત્રણસે ત્રેસઠ પાખંડી એ ઓનો ધર્માર્થે સંસર્ગ છોડી દેવો.

સમકિતના આઠ આચાર છે. તે નીચે પ્રમાણે—

**निसंकियंनिकंखियं॥निवित्तिगिछाअमुढदिठिय उवबुहथिरिकरणे ॥ वच्छलपभावणेअठ ॥१॥**

અર્થ.— જૈન માર્ગમાં સંશય રહિત, અન્ય માર્ગની વાંચ્છના રહિત, કરણીના ફળના સંદેહ રહિત, અનમતિના ધર્મની રીદ્ધિ સિદ્ધિ જોઈ મોહ ન પામે એવી નિર્મળ બુદ્ધિ, અન્યનો ઉપદેશક, જૈન માર્ગથી પડતાને સ્થિર રાખનાર, ચતુર વિધ સંઘની યથા યોગ્ય વાતસ્લ્યતા કરનાર, જૈન માર્ગની યથાયોગ્ય ઉન્નતિ કરનાર, એ આઠ આચાર સમકિતના છે, તે પાળવા જોઈએ.

વળી સમકીતિએ દશ રૂચી રાખવી જોઈએ, તેની વિગત

રૂચી ૧ તત્વનો અભિલાષ તે નિસર્ગ રૂચી. ૨ સુગુરૂ આદિકનો ઉપદેશ સાંભળવાની રૂચી. તે ઉપદેશ રૂચી. ૩ તિર્થંકરના વચનની રૂચી તે આજ્ઞા રૂચી, ૪ સુત્રને વિષે પ્રીતિ તે સુત્ર રૂચી, ૫ અનેક અર્થના જણાવનાર એક વચન. તે પર રૂચી તે બીજ રૂચી. ૬ સત્યાસત્ય પદાર્થનું જ્ઞાન કરવાની રૂચી તે અભિગમ રૂચી. ૭ સત્યાસત્ય દ્રવ્યાદિકને વિસ્તારથી જાણવાની રૂચી તે વિસ્તાર રૂચી. ૮ ધર્મ કરતવ્ય વિષે રૂચી તે ક્રિયા રૂચી. ૯ અનમતિના મત ગ્રહણ

કર્યા નથી, અને જૈન મતમાં બહુ કુશળ નથી, પણ ન્યા યથી સુધર્મમાંથી ગ્રહણ કરે તે સંક્ષિપ્ત રૂચી. ૧૦ તિર્થંકરના કહ્યા પ્રમાણે વસ્તુના સ્વભાવ એટલે ગુણ જાણે તે ધર્મ રૂચી.

એ વગેરે વર્ણન સિદ્ધાંતમાં અધિક વિસ્તારથીછે, એવા સમકિત સહિત સુધર્મી. દશરૂચી સહિત સમકીતિ જીવને સિદ્ધાંત વચનનો અભ્યાસ કરવો, તે ગ્નાન. અને અઢાર પાપસ્થાનકના પચખાણ કરે તે ચારિત્ર. એ અઢાર પાપ સ્થાનક દેશથી નિવરતે, તે દેશવિર્તિ શ્રાવક; ને સર્વથી નિવરતે તે સાધુ, અથવા સર્વ વિરતી. એ બે પ્રકારના ચારિત્રછે. દેશવિર્તિએ બાર વૃત પાળવાં. અને સર્વ વિરતીએ પંચમહાવૃત પાળવાં. સર્વ જીવની દયા પાળવી. સત્ય બોલવું. ચોરી કરવી નહીં. બ્રહ્મચર્ય પાળવું. ધનદોલત આદિ રાખવું નહીં, અને અનેક પ્રકારે ગ્નાનદૃષ્ટી સહિત તપ કરવું, તે તપશ્યા.

ગ્નાન, દર્શન, ચારિત્ર, અને તપ એ ચાર મોક્ષના કારણ છે, તે સિદ્ધાંત વચનથી યથાર્થ સમજી તે પ્રમાણે વર્તવું.

एयंखुनाणिणोसारं ॥ जंनहिंसइकिंचणं॥
अहिंसासमयंचेव ॥ एतावतंवियाहियं.॥१॥

**અગિઆર અંગે દયાધર્મની શાક્ષીની સઝઝાય.**

પ્રણમી શ્રીગુરૂના પાયપંકજ, શુણસું વીરજીણંદ;

દયા ધર્મ આગમ અનુશારે, પરખી લહુ આણંદરે. ૧
જીનજી; તુજ આણાસીર વહીએ, ( એ ટેક ).
તુજ શાશનનો સુદ્ધપરૂપક, ગુણથી શીવ સુખ લહીએરે. જી. ૨
સર્વે પ્રાણી ભુયા સર્વે, હણવા નહી તે કોય;
ધર્મ સુદ્ધ એ જીનજીએ ભાખ્યો, આચારાંગથી જોયરે. જી. ૩
વહા વહ તીહા ધર્મપરૂપે, ધર્મ દયાને નિંદે;
અંગ બીજે* પ્રભુ આપે ભાખ્યો,તીમ ઈહા કીધો ×જંદરે.જી.૪
હિંસ્યા તણોએ ફળ બતાવ્યો, અશુભ દીર્ઘ આયુશાણે;
દયા થકી શુભ દીર્ઘ પરૂપ્યો, ઠાણાંગ ત્રીજે ઠાણેરે. જી. તુ. ૫
હજાર બાવનસેં જોન એકેંદ્રી, લાખ બત્રીશ ત્રશકાય;
હણવા નહીં એ લાખ ચોરાશી, ભાંખ્યુ શ્રીશમવાયરે. જી. ૬
કેવળ ત્રાંનિ ચર્મ જીનેસર, હીંસ્યા અનરથ જાણી;
અનુમોદ્યો નહી પાક કોળાનો, એ ભગવઈએ વાણીરે. જી. ૭
લહી વસ્ત્ર પવીત્ર અર્થે, મુરખ રૂધીર માંહી ધોવે;
હીંસ્યા થકી તેમ ધર્મ પરૂપે, ત્રાતા અંગ ન જુવેરે. જી. તુ. ૮
ધર્મ દયા શ્રાવક વ્રત આદિ, ઉપાસકે અર્થ ભલેરો;
ગ્રહસ્થાશ્રમે જે આરંભ પ્રવર્તે, તેનો ભેદ ઘણેરોરે. જી. ૯
ગુણ અનંતા જીનજીએ ભાંખ્યા, દયા ભગવઈ તુજ કેરા;
અંતગડ જીવ તુજ સહાયે, ટાળ્યા ભવના ફેરારે; જીનજી. ૧૦
અનુત્તર ઉપ પાતિક સુર ભલેરા, હુવા એકાવતારી;
તેત્રીશ સાગર અવિચળ સુખપામ્યા,એ તુજ મહિમા ભારીરે જી.૧૧

---

* સુયગડાંગ. × જૈનના ઢિંગીઆ.

શીવ સુખ દાતા કહી અંગ* દશમે, તે તો દયા ગુણ યુક્તિ;
પણ હિંસા ધર્મ તણો પરૂપક, કહો કેમ પામે મુક્તિરે. જી.૧૨
ઉભય પટંતર કહ્યા અંગ‡ એહમે, શું! ન પડે તુમ સુજ;
હિંસ્યા દયા ફળ પ્રગટ દેખી, માનો મતિ મંદ અબુઝરે, જી.૧૩
દયા સુક્તિ મુક્તિની દાતા, દયા જગ આખ્યાત;
એવું જાણી તમે દયાઆરાધો, અહો સુગણ ગુણ જ્ઞાતારે, જી.૧૪
મિથ્યા મત ગ્રાહક※ મનુષને, છે દયા પ્રતીકૂળ;
પણ સમ્યક્ત્વ દ્રષ્ટી જીવને, નિકટ ઘણી અનુકુળરે. જી. ૧૫
અંગ ઉપાંગ શાસ્ત્ર સકળમે, એહ દયા ગુણ દીઠા;
શુદ્ધ અર્થ મરડી ભવ બહુલા, ભમશે કુમતિ ધિઠારે. જી. ૧૬
જે ઉપર સાહિબ તુજ કરૂણા, શુદ્ધ અર્થ તે ભાખે;
તુજ આગમનો શુદ્ધ પરૂપક, સુજશ અમિરસ ચાખેરે. જી.૧૭
સમ્યક્ત્વયુક્ત પામી જિન શાસન, જીવ દયા અનુસરશે;
ક્ષપકશ્રેણીનું સો સાધક થઇને, નિશ્ચે શિવસુખ વરસેરે. જી.૧૮
શ્રીજિન શાસન કીર્તિકારી, દેવરાજજી ગુરૂરાજે;
તાસપસાયે જોડી જુગ્તે, નિંબપુરી શુભ સાજેરે. જી. તુજ.૧૯



## कुधर्म.

શુદ્ધ સમકિત વિનાનો તે કુધર્મ. સમકિત વિષે આગળ વિવેચન કરવામાં આવ્યું છે.

---

* પ્રશ્નવ્યાકરણ. ‡ વિપાક. ※ હિંસ્યાધર્મ.

જીવ હિંસાએ, જૂઠું બોલવે, ચોરી કરવે, મૈથુને, પરિગ્રહ વધારવે, ક્રોધ, માન, માયા, લોભ, રાગદ્વેષ, કજીઆ ક્લેશે, અછતો આળ દેવે, ચાડી કરવે, પારકાની અપકીર્તિ બોલવે, સંસારમાં તલ્લાલિન રહેવે, વૃત પચ્ચખાણમાં અરતિ માને, કપટ સહિત જૂઠું બોલવે, ખોટા દેવ ગુરૂ ધર્મ-પર રૂચી રાખવે. એ અઢાર પાપસ્થાનક સેવ્યાથી ધર્મ માને તે કુધર્મ.

૧ કેટલાક જીવ હિંસા થકી ધર્મ માને છે, ગોઢે દયાએ ધર્મ કહેછે, પણ લોકને પહેલવહેલા હિંસા કરવાનો ઇસારો કરેછે. તેઓ કહેછે કે હિંસા વિના ધર્મ નથી, પ્રથમ હિંસા બની હોય તો પછીથી ધર્મ બની શકે, એમ સમજી હિંસા કરવાના આદેશ આપેછે, એમ કહીએ તો તેમાં ખોટું નથી. મોટા દેવાલય ચણાવવા, મોટા ઓચ્છવથી પ્રતિમાનું સ્થાપન કરવું, તેની સદૈવ પૂજા અર્ચા કરવી, ધૂપ નૈવેદ ધરવાં, ફળફૂલ ચુંટી લાવી ચડાવવાં. હમેશ નહાવાથી, દેવની પૂજા કરવાથી પુન્ય માનવું, એ તેઓનું કામ અને એવા તેઓના વિચાર છે. એવા વિચારથી અગ્નિના, માટીના, ચુનાના, કડિઆ સુતારના, સલાટના કારખાનાં રોજરોજ ચાલ્યાં કરેછે. દીપમાળા થાયછે, અને મૂર્તિ આગળ ફળ મૂકીને સ્વર્ગનું ફળ માગે છે. જરીની ધજાઓ ચડાવીને વાયરાની હિંસા કરેછે, તરેહ તરેહના વાજાં વગાડવે, તરેહ તરેહના ગીત ગાવે, નાચવે કૂદવે પરમેશ્વર ખુશી થશે એમ માનેછે.

અજ્ઞાની માણસ પોતાના મયત બાપની મૂર્તિ કરી, તેનો ઓચ્છવ કરીને તેને રીઝવવાનું કરે છે, તેમજ મૂર્તિ કરી પરમેશ્વરને રીઝવવાનો ડોળ કરે છે. કેટલાક માતા આગળ ધૂણે પણ છે. કેટલાક બકરા ઘેટા પાડાનો વિના કારણે ઘાત કરી તેનું લોહી દેવી આગળ છાંટી, તે રીઝી હશે એમ ધારી પરમ ધર્મ માને છે. વળી તેમની આગળ ઓચ્છવ, જમણવાર, જાત્રા, પુજા, દાંડીઆરા લેવા વગેરે જેટલું બને તેટલું કરેછે. જેમ સરાગીને રીઝવે તેજ રીતે વીતરાગીને પણ રીઝવવાનો ડોળ કરે છે. એવા હિંસકને હિંસાધર્મમાં ગણવાને શી હરકત? તે અમે જાણતા નથી.

કુધર્મમાં પડેલાને કોઈ જો સુરસ્તો બતાવે તો તેને જીવથી મારી નાખવાને પણ તેઓ ઉભા થાયછે. કુધર્મરૂપી એક મદિરાનો કેફ છે, અને એવા કેફમાં મસ્ત બનેલા ઘાત કરવામાં પણ પાછું વાળી જોતા નથી. અને મારીને સવામાખી જેટલુંજ પાપ માને છે!! સાધુ નામ ધરાવી ઉઘાડે મોઢે કેટલાક બોલે છે, આધાકર્મિ અહાર પાણી કરેછે, અને મહા આરંભ પરિગ્રહના ઉપદેશ પણ આપેછે.

૨ જીવ હિંસાદિક ખોટા ધર્મના ઊપદેશકને ખોટા શાસ્ત્રના રચનારા અથવા જુઠાબોલા ગણવા જોઇએ.

૩ પરજીવના પ્રાણના લેનાર અને ખોટા ફંદ બતાવીને ધન હરનારાને ચોરમાં ગણવા જોઇએ.

૪ રાતીજગા ને દિવસે કેટલાક સ્ત્રીઓ સમાગમે જા-

ગરણ અને સ્ત્રી સ્પર્શ કરે છે, માટે તેઓ બ્રહ્મચારી કહેવાય નહીં, કેટલાક તો ગુરૂ નામ ધરાવતાં છતાં ઘરબારી હોય છે, અને કેટલાક ગુરૂ નામ ધરાવી છાની રીતે કુકર્મ કરનાર હોય છે.

૫ કેટલાક સાત ક્ષેત્રે ધન વાપરવાનું કહે છે, તેમાં એવા ગુરૂ પોતાનો પણ ભાગ રખાવે છે. વળી શાસ્ત્ર વાંચીને તે માટે ધન મૂકાવે છે, તે ધન પછી કપટ કરીને પોતાને સ્વાધિન કરે છે. વળી કેટલાક ભેખધારી ગુરૂનામ ધરાવી ચેલા વેચાતા લે છે, ને તેને ઘરેણાં વસ્ત્ર કરાવી દે છે, પછી તેને દિક્ષા દેઈ એ વસ્ત્ર ઘરેણાં પોતાની પાસે રાખે છે. એવે અનેક પ્રકારે ધનનો જમાવ કરવામાં બાકી રાખતા નથી. વળી કેટલાક ગુરૂ નામધરાવી દુકાનો કરાવી વેપાર કરે છે, કેટલાક ખેતર રાખી ખેતી કરાવે છે, કેટલાક ગુરૂ નામ ધરાવી કામદાર કે શેઠપણું પણ લે છે. કેટલાક ગુરૂ નામ ધરાવી સિપાઇગીરી કરીને પણ નાણું મેળવે છે. કેટલાક પધરામણીઓ કરાવીને જેમ ધન હરાય તેમ હરે છે. એવા ગુરૂને પાંચે આશ્રવના સેવનારા કહેવાય. નાણું હોય ત્યાં શું થતું નથી!

૬–૭–૮–૯–૧૦–૧૧ કેટલાક ધર્મ અર્થે ક્રોધ કરવામાં ધર્મ માને છે. પોતાના મતને ઉથાપે તેનાપર ક્રોધ કરવામાં કસુર રાખતા નથી! પોતાના મતના ખરા દુષણ સશાસ્ત્ર બતાવે તો પણ તે અભિમાને કરીને માનતા ન-

થી. માયા વિષે કપટ એવું કરે છે કે; એક ભદ્રિકે પોતાના ગુરૂને પૂછ્યું કે આ પરમેશ્વરના મોટા દેરા ચણાવવા સારૂ મોટા પથ્થરા લાવતાં ડુંગરની કપરી જગ્યોમાં બળદ ઘણા તૂટી મરે છે, એતો મને મોટું પાપ જણાય છે. ત્યારે ભેખધારી બોલ્યા કે અરે ભાઈ તમને શી ખબર છે? એતો મોટો ધર્મ છે. તેને ભદ્રિકે પૂછ્યું કે મહારાજ, એ વિષે શાસ્ત્રમાં કાંઈ ખુલાસો હોય તો બતાવો જોઈએ. તે પરથી તેણે કહ્યું, બધા શાસ્ત્ર અત્યારે કોણ ચુથવા બેસે? પણ ઠર્યો હું પંડે જઈને પરમેશ્વરને પૂછી આવું. એમ કહી ત્યાંથી પોતે ઉઠી દેરાના ગભારાપર ગયા, ત્યાં ઘડી બે ઘડી વિચાર કરી અંતે એક કલ્પિત ગાથા જોડી નીચે ઉતર્યા. પેલો ભદ્રિક ઉઠી ઉભો થયો, અને વિધિ પૂર્વક વિનય કર્યો. પછી તેણે પૂછ્યું કે માહારાજ પરમેશ્વરે શું કહ્યું? કપટી ગુરૂ બોલ્યા. પરમેશ્વરે તે કામને મહા ધર્મનું કારણ કહ્યું છે, અને વળી આ પ્રમાણે ગાથા પણ મને કૃપા કરીને સંભળાવી.

## गाथा.

जिणभवणकझंमि ॥ सगडावहंतिजेगुणा ॥
तेगुणामरिउण॥खिपंगच्छंतिअम्मरभवणायं १

અર્થ—જે જિન ભૂવનના કામને વિશે જે બળદ ગાડાનું વહન કરે છે, તે બળદ તૂટી મરીને ઉતાવળા દેવતાના ભૂવનમાં જાય છે, અરથાત્ દેવ થાય છે.

આ પ્રમાણે હકિકત સાંભળી તે ભદ્રિક ખુશી થયો, અને તે પરથી ઘણા બળદનું કલ્યાણ કરવા માટે વધારે નાણા ખરચી વધારે દેરા ચણાવવા માંડ્યાં. અને પાપના કામ કરીને દુર્ગતિ જવાનો ઉપાય કર્યો. વળી કેટલાક ગુરૂ નામ ધરાવીને નાણાના લોભને અર્થે અનેક ખોટા ધર્મ પરૂપીને નાણાં ભેળાં કરે છે.

કેટલાક પોતાનો પંથ ગમે તેવો કુપણ વાળો હોય તો પણ તેને દુરાગ્રહથી વળગી રહે છે, ખરા ધર્મ પર આસ્થા રાખતા નથી, પણ દ્વેષ રાખે છે. તેઓ સત્યાસત્યની પરીક્ષા કરતા નથી, તેથી તેમને જન્માંધમાંજ ગણવા જોઇએ.

૧૨ કેટલાક ધર્મ અર્થે એકઠા થઈ ધર્મને બહાને કજીઆ કરવામાં ઘણાજ આગળ પડે છે, પણ એવી કુટેવ વર્જવા જેવી છે.

૧૩ ધર્મને બહાને ઘણા કુબુદ્ધિ જીવ અભવ્ય જેવા ભારે કર્મી, ખરા ધર્મને માથે ખોટા ખોટા આળ ચડાવેછે.

૧૪ કેટલાક ચાડીઆપણું કરી ચાડીના ઘણા પાપ ગ્રહણ કરે છે.

૧૫ કેટલાક અનમતિમાં ભળીને જૈન મતનો અવરણવાદ પણ ઘણો કરે છે.

૧૬ સંસારમાં જીવને અનાદિ કાળની ગાવા, વાવા, નાચવા કુદવા, ટાપ ટીપ, ખાવું, પીવું, અને એશઆરામ ઇત્યાદિ વિષયપર અતિશય પ્રિતિ છે. પણ પરમેશ્વ

રનો માર્ગ તેથી જૂદો છે, ઉપરના કરતબ્યમાં ધર્મ નથી. અધર્મમાં રતિ છે, અને ધર્મમાં અરતિ છે તે શું? ત્યાગ, વૈરાગ્ય, સત્ય શાસ્ત્રનો જ્ઞાનાભ્યાસ ઇત્યાદી ધર્મના રસ્તાપર અરતિ રાખે છે, તે કુધર્મ.

૧૭ કેટલાક અધ્યાત્મ માર્ગ પરૂપે છે. તેમાં કહેછે કે આત્મા જાણ્યો તેણે સર્વ જાણ્યું. આત્મા નથી જાણ્યો તેણે કાંઈ પણ જાણ્યું નથી, એમ કહીને પછી વિષય સુખમાં તલ્લાલિન રેહે છે. અને પછી કહે છે કે અમે અધ્યાત્મ પંથ જાણ્યો. માટે અમારા જેવો બીજો કોઈ ધર્મી છેજ નહીં. જગત કહેછે કે અમે વિષય સુખ ભોગવીએ છીએ, પણ અમે ભોગવતા નથી! અમારો આત્મા તો સિદ્ધ સ્વરૂપી છે! ને સંસારથી ન્યારો છે! પાપ બધું ઇંદ્રીઓને છે!! અમારે કાંઈ એમાં લેવા દેવા નથી! એનું નામ માયા મોસો.

૧૮ પૂર્વે કહેલા ખોટા દેવ ગુરૂ ધર્મ પર પ્રીતી રાખે તે અઢારમું પાપ સ્થાનક છે.

જેમ પહેલી હિંસા અને પછીથી દયા એમ કેટલાક અજ્ઞાની કહે છે તેમ એવા અધર્મીઓને મન પહેલું પાપ અને પછીથી ધર્મ છે! પણ તે પ્રમાણે પરમેશ્વરે કોઈ ઠેકાણે કહ્યું નથી.

કેટલાક અજ્ઞાની બાપડા સમકિતિ એવું ફકત નામ ધારણ કરી "સમકિત, સમકિત" કરીને શોધ્યા કરેછે, કે સમકિત ક્યાંછે, પણ તેમને સમકિત જડતુંજ નથી! અનેક મોટા શાસ્ત્ર વાંચેછે, પણ તેઓ સમકિતને નજરે પણ દેખ-

તા નથી, એટલે સમકિત તેમને હાથ તો શેનુંજ લાગે?

અઢાર પ્રકારના પાપ વરજીને જે ધર્મ શ્રીતિર્થંકર દેવે પરૂપેલ છે, તે ખરો ધર્મ છે. તેનું અવલંબન લેઇને જૈન ધર્મ પૈકીના મૂર્તિપુજક લોકો એમ કહેછે કે અમારો ધર્મ મૂર્તિ પુજવાનો છે. બીજા લોકો તથા ઢુંઢીઆનો ધર્મ આધુનિક છે. અરથાત્ તે ધર્મ તિર્થંકર પ્રણિત શાસ્ત્રાનુસાર નથી. પણ તિર્થંકર પ્રણિત શાસ્ત્ર જોતાં તેમાં કોઇ પણ ઠેકાણે દેરાંપ્રતિમાની સ્થાપના તથા પૂજા કરવાની વિધી બતાવી નથી. દ્વાદશાંગી નામનાં મુખ્ય સુત્ર છે. તેમાં કોઇ શ્રાવક, શ્રાવિકા અથવા સાધુ સાધવીએ કોઇ જિનપ્રતિમા વાંદી હોય એવું જણાતું નથી. જો તિર્થંકર દેવનો એમ અભિપ્રાય હોત કે સાધુ, સાધવી, શ્રાવક, શ્રાવિકા એ મૂર્તિ માનવી તો તેઓને માટે જે આચરણ વિધિ બતાવી છે, તેમાં કોઇ પણ ઠેકાણે મૂર્તિ માનવાનું કહ્યું હોય એમ જણાતું નથી. એ ઉપરથી એમ ઠરેછે કે છેલ્લા તિર્થંકર મહાવીર સ્વામિ નિરવાણ પામ્યા બાદ કેટલાક વર્ષે મૂર્તિ ધર્મ ચાલેલ જણાયછે. અને હિંસ્યાધર્મિ મિથ્યાત્વી હશે તેની નકલ કરીને મૂર્તિની સ્થાપના કરેલી જણાયછે. વળી મૂર્તિ પૂજા જિન મત વિરુદ્ધ એવું શાસ્ત્રથી પણ સ્વચ્છ રીતે સમજાયછે.

મૂર્તિપૂજા હિંસા વિના બનતી નથી. અને હિંસા કરવાથી ધર્મ માને તેને મૂરખજ માનવા જોઇએ. સોમપ્રભ નામના આચાર્યે શું કહ્યું છે, તે જુઓ.

सकमळवनमग्नेर्वासरंभास्वदस्ता ।
दमृतमुरगवक्त्रात्साधुवादंविवादात् ॥
सगपगममजीर्णाज्जीवितंकालकूटा ।
दभिलपतिवधाद्यःप्राणिनांधर्ममिच्छेत् ॥

ધગધગતી અગ્નિ થકી કમળના વનની ઇચ્છા કરે છે, સૂર્યના અસ્ત થકી દિવસ ઇચ્છે છે, સર્પના મુખ થકી અમૃત ઇચ્છે છે, લડાઈ ટંટાથી જશ કીર્તિ ઇચ્છે છે, અજીરણ થકી રોગનો નાશ ઇચ્છે છે, અને હળાહળ ઝેર થકી લાંબી આવરદા ઇચ્છે છે, તે જેવા મૂરખ છે, તેવાજ પ્રાણીના વધ થકી ધર્મ માનનારા પણ મૂરખ સમજવા. અરથાત્ મૂર્તિપૂજા વરજી દયાએ ધર્મ માનવો અને પાળવો.

સિદ્ધાંત સાગર થકી દેવ, ગુરૂ, ધર્મના અમૂલ્ય તત્વની પરિક્ષા કરવી. અને શુદ્ધ માર્ગનો અંગિકાર કરવો. અને અશુદ્ધ માર્ગનો ત્યાગ કરવો. કળિકાળને વિષે દશમા અછેરા તથા હુંડાવસરપીણી તથા ભસ્મગ્રહ એઓના પ્રભાવે કરીને જૈન મતમાં ઘણા ખોટા વાદવિવાદ ચાલેછે, પણ સિદ્ધાંત રૂપ ચક્ષુ વિષે બહુસુત્રી ગુરૂરૂપી વૈદના સુવચનરૂપ સળીએ કરી શુદ્ધ સમકિત રૂપ ઔષદનું અંજન

કરશે, અને તેને સમુ પ્રણમાવશે તે ભવ્ય જીવ અનંત સુખને પામશે.

શુદ્ધ દેવ, ગુરૂ, ધર્મ ઓળખવા, એજ સર્વ શાસ્ત્રનો ન્યાય છે. અને સાર સંપાદન કરવા માટેજ સર્વ સુબુદ્ધિ જીવ પ્રયત્ન કરે છે. તેમાં જે પ્રમાદ કરશે. તે સંસાર ભ્રમણ રૂપ દુઃખને પામશે. અને શુદ્ધ માર્ગ જૈન માર્ગને શુદ્ધ મનથી વિધિ સહિત શાસ્ત્ર રીતીએ વિવેક સહિત આરાધશે તે સર્વ સિદ્ધીને પામશે.




## જાહેર ખબર.

નીચે સહી કરનારની સહીથી આ ચોપડીના હેંડબીલ મોકલાવ્યાં હતાં, તેમની પાસેથી આ વિતત્વ વર્ણન, સામાયક વૃત ૦-૨-૦ તથા સામાયક અને પડિકમણું ૦-૮-૦ વગેરે ધર્મ સંબંધી ચોપડીઓ રોકડી કિંમતે વેચાતી મળશે. પરદેશથી મંગાવનારે ટપાલ ખરચ જ્યાદે આપવું પડશે.

લીંબડી—ઝાલાવાડ. } ત્રિભવન ઉમેદ.
તારીખ ૧-૧૨-૧૮૮૩ } દોલતચંદ મોરારજી.

# आश्रयपत्र.

## લીંબડી.

૨૫ શ્રી જૈનશાળા. લીંબડી.
૧૫ મે. જીવણભાઈ દેવક-રણ.
૧૦ શેઠ નાનજી ડુંગરશી.
૧૦ મે. ખીમચંદ લક્ષ્મિચંદ
૧૦ મે. ડોસાભાઈ ગોપાળજી
૧૦ શા. ખીમચંદ ઉકાભાઈ
૧૦ શા. વિઠ્ઠલદાસ નાનજી.
૧૦ શા. પ્રેમચંદ હુકમચંદ.
૫ શા. હરગોવીંદ દોલતચંદ.
૫ શા. છોટાલાલ વેલશી.
૫ વોરા શિવલાલ પુંજાભાઈ
૫ શા ચાતુરભુજ મોરારજી.
૫ પારેખ મગનલાલચાંપશી
૫ શેઠ કાહાનજી લવજી.
૫ શા. છગનલાલ ઓઘડ.
૪ શા. નાગર ભેરાભાઈ.
૪ પારેખ અમીચંદભીમજી
૪ શા. વરવા દેવા.
૩ શા. માણેકચંદ વેલશી.
૩ શા. વ્રજલાલ ભેરાભાઈ.
૩ વોરા જીવણ કાળિદાસ.
૨ માણેકચંદ ઓઘડ.
૨ નાગર રાઘવજી.
૨ શા. શિવલાલ તલકશી.
૨ શા. મનસુખ ફતેભાઈ.
૨ કોઠારી ઓત્તમ વલભ.
૨ શા. હીમજી કરસન.
૨ શા. સુંદરજી ડાહ્યા.
૨ શા. મોતીચંદ જીવણ.
૨ શા. વલુભાઈ ગોકળ.
૨ શા. હરખચંદ પાનાચંદ.
૨ શા. મોરાર માવજી.
૨ શા. ભુદર સંગજી.
૨ શા. કચરા રામજી.
૨ વોરા લલુ પીતાંબર.
૨ શા. મોહનલાલ ઓત્તમ.
૨ શા. પનજી જીવણ.
૨ શા. મગનલાલ પાનાચંદ
૨ ગાંધી. હરગોવીંદ સુંદરજી.
૨ શા. ઉજમશી ઓધવજી
૨ શા. મોહન વલુભાઈ.
૨ પારેખ. ખીમચંદ નાનજી
૨ શા. નાનચંદ કલાભાઈ.
૨ ભાવસાર રામજી કુમેર.
૨ શેઠ. હરજીવન કસ્તુર.
૨ સંઘવી છગન નાનજી.
૨ શેઠ. ભેરા કેવળ.
૨ શા. ભેરા દીપચંદ.
૨ શેઠ. જીવરાજ હંસરાજ.
૨ શા. જલાલ કપુર.

૨ પારેખ. ચતુરભુજ નીમા
૨ શા. ઝુંઝા ગોકળ.
૨ શા. પુરૂષોત્તમ ધરમશી.
૨ શા. ત્રિભોવન ઠાકર.
૨ પારેખ લેરા મોરાર.
૨ શા. નરશી હરિભાઈ.
૨ શા. સુંદરજી હીરાચંદ.
૨ શા. ઓઘડ પુરૂષોત્તમ.
૨ શા. ઉજમશી વેલશી.
૨ મેહેતા પેલા ઉકાભાઈ.
૨ સંઘવી કાકુ માનસંઘ.
૨ શા. ગોકળ વિઠ્ઠલ.
૨ શા. છગનલાલ ત્રિકમ.
૨ શેઠ. શિવલાલ રામજી.
૨ સંઘવી લલ્લુ મોરાર.
૨ કોઠારી છગન નાનજી.
૨ ગાંધી. મેઘજી મોતીચંદ.
૨ શા. નાનચંદ કેશવજી.
૨ શા. છગન રામજી.
૨ શા. છગન જીવણ.
૨ વોરા. કસ્તુર બેચર.
૨ શા. લાલચંદ કપુર.
૨ શા. શિવલાલ ધારશી.
૨ ભાવસાર રતના પનજી.
૨ ગાંધી મલુકચંદ મુળજી.
૨ શા. નાનજી પીતાંબર. દીગસર.
૨ શા. વલ્લભ પ્રાગજી. ખંભલાવ.
૨ શા. હરજીવન ભૂરા.
૨ શા. વનમાળી ઉમેદ. ગોધાવી.
૨ શા. રાયચંદ કેશવજી. તલસાણા.
૨ શા છગન ત્રિકમ.બાવળી
૨ શા. હલુ ભૂરા. જેડી.
૨ પારેખ. જેચંદ નારણ. રંગપુર.
૨ શા. ઉજમશી કાળીદાસ.
૨ શા. ઉજમશી પીતાંબર.
૨ શેઠ. નાગર માવજી.
૨ ગાંધી. ત્રિભૂવન દેવચંદ.
૨ શા. ગુલાબચંદ ડુંગર.
૨ શા. પ્રેમચંદ ઉકાભાઈ.
૨ શા. ભીમજી લેરાભાઈ.
૨ શા. ઉમેદ હરિભાઈ.
૨ ખંધાર. ઉજમશી પીતાંબર.
૨ શા. હરજીવન મોતીચંદ.

## જૈનશાળાના વિદ્યાર્થિઓ.

૩ ઓઘડ જીવણ.
૩ સુખલાલ નાથાભાઈ.
૩ મગનલાલ મોતીચંદ.
૨ જાદવજી સુંદરજી.
૨ જગજીવન કસ્તુર.

૨ હરજીવન ભુદર.
૨ મગનલાલ ઝવેર.
૨ ડોસા મોતીચંદ.
૨ હરજીવન મૂળજી.
૨ સુખલાલ લેરાભાઈ.
૨ લેહરા રૂખડ.
૨ શિવલાલ ભુરાભાઈ.
૨ ઉજમશી ભોલ.

## મોરબી.

શેઠ. ન્યાલચંદ જીવરાજ મારફત.
૨૫ રા. રા. શેઠ વર્દ્ધમાન માણેકચંદ.
૨૫ મોરબી જૈનશાળા. હા૦ મેહેતાજી માધવજી ચાંપશી, તથા ત્રિભોવન માણશી.
૨૦ રા. રા. શેઠ. ન્યાલચંદ જીવરાજ.
૧૦ રા. રા. મોતીચંદ માધવજી.
૫ રા. રા. મૂળચંદ નાનજી
૫ રા. રા. અમરચંદ ઝવેરચંદ.
૫ રા. રા.વનેચંદ રાજપાળ
૫ રા. રા. કાળા જાદવજી.
૫ રા. રા. હકમચંદ કીરતચંદ.
૫ રા. રા. ચતુરભુજ પોપટ
૫ રા.રા.રેવાશંકર ઝુંઝાભાઈ
૫ સંઘવી ઘેલા વાલજી.
૫ મેહેતા કાળા ચાંપશી.
૪ મેહેતા.હરજીવનભાઇચંદ
૨ રા.સૌભાગ્યચંદ જીવરાજ
૨ સોલાણી કપુર કુંવરજી.
૨ મેહેતા ફુલચંદ ઠાકરશી.
૨ રા.રા.ગુલાબચંદ દેવચંદ.
૨ રા.રા.દુલ્લભજી સોમચંદ.
૨ મહેતા કેશવજી ભાઇચંદ
૨ સંઘવી ફુલચંદ માધવજી
૨ શેઠ. ન્યાલચંદ જીવરાજ મારફત. છુટક.

## ધોળેરાબંદર.

શેઠ. વ્રજલાલ તલકશી તથા શેઠ મગનલાલ ત્રિભુવન મારફત.
૧૦ શા. મોતીભાઈ વલભ.
૫ શેઠ. ત્રંબકલાલ સુંદરજી
૩ ગોપાણી ઉજમશી ગોકળ
૩ ગાંધી ગુલાબચંદ પુરૂષોત્તમ.
૩ ગાંધી નાનજી જીવા.
૨ ખંધાર ખોડીદાસ અભજી.
૨ શેઠ. ચતુરભુજ ધારશી.
૨ સંઘવી જેતશી ધનજી.

૨ શા. ઉમેદ વલભ.
૨ વ્રજલાલ તલકશી.
૨ શેઠ. હેરા તલકસી.
૨ શેઠ વાલજી રાજપાળ.
૨ શેઠ. પોપટ મથુર.
૨ શા. પીતાંબર ભગવાનદાસ.
૨ શેઠ. અમરશી કાળિદાસ.
૨ શેઠ. પાનાચંદ વેલશી.
૨ શા. જેચંદ હીરાચંદ.
૨ શા. ઓતમ તલકશી.
૨ શા. કચરા કાળિદાસ.
૨ શેઠ. રણછોડ ખોડીદાસ.
૨ માસ્તર ફુલચંદ જગજીવન.
૨ વોરા. સુંદરજી કાળિદાસ
૨ દોશી. જગુ મેહેરાજ.
૨ દોશી. સંગજી જગુ.
૨ નાનચંદ ભગવાન.
૨ શેઠ. નાનચંદ અમીચંદ.
૨ જશરાજ જેતશી.
૨ કોઠારી વલભ જેઠા.
૨ શા. લલ્લુ કેશવજી.
૨ શા. શિવલાલ નીમચંદ.
૨ શેઠ. પોપટ ઉજમશી.

ભાવનગર.

૨ મેહેતા મંગળજી વાઘજી.
૨ શા. ઉજમશી પુરૂશોત્તમ
૨ ગાંધી નાગર ભાણજી.
૨ ગાંધી કાળિદાસ માવજી.
૨ અંધાર તલકશીગોડીદાસ
૨ શા. ચતુર વછરાજ.
૨ શા. છગનલાલ ગણેશ.
૨ ભાવસાર પુરૂષોત્તમ દેવકરણ.
૨ અંધાર ઓઘડ ડાહ્યાભાઈ.
૨ જગજીવન આણંદજી.
૨ લક્ષ્મિચંદ મૂળજી.
૨ ગાંધી લવજી જેશંગ.

વઢવાણ.

વોરા. માણેકચંદ ડોસાભાઈ તથા શા. ગુલાબચંદ વેલશી મારફત.
૧૦ કોઠારી હઠીસંગ નાનજી
૬ શા. હીમજી લઘુભાઈ.
૪ વોરા. શિવલાલ માણેકચંદ.
૪ દોશી. હરજી રતનશી.
૨ કોઠારી ખોડીદાસ દેવકરણ
૨ કોઠારી. રાયચંદ મૂળચંદ.
૨ સંઘવી ઓઘડ તારાચંદ.
૨ શા. દેવચંદ જેશંગ.
૨ શા. ખોડીદાસ ડુંગર.
૨ શા. સુખલાલ કચરા.
૨ શા. મગનલાલ વેલશી.

૨ શા. ગુલાબચંદ વેલશી.
૨ કોઠારી. ઉજમશી ડુંગરશી
૨ વોરા. મગનલાલ વિઠ્ઠલ
૨ શા. મોતીચંદ દેવચંદ.
૨ શા. ઝુંઝા વેલશી.
૨ શા. કેશવલાલ નાથાભાઈ
૨ શા. ગુલાબચંદ લાડકા.
૨ શા. પુરૂષોત્તમ દેવચંદ.
૨ ગાંધી ઉકાભાઈ મૂળચંદ
૨ શા. લવજી કેશવજી.
૧૭ વોરા. માણેકચંદ ડો
સાભાઈ મારફત છુટક.

## જામનગર.

શા. લધુ સુંદરજી મારફત.
૧૦ મેહેતા પાનાચંદ સવજી
૨ શા. લધુ સુંદરજી.
૨ શા. અકુંચંદ માણેકચંદ
૨ શા. જેશંગ મોતીચંદ.
૩૪ લધુ સુંદરજી મારફત.
છુટક.

## જેતપુર.

૪૦ મેહેતા. ચતુરભુજ ગો
પાળજી.
૯ મેહેતા. ચતુરભુજ ગોપા
ળજી મારફત છુટક.

## વીરમગામ.

૨૨ શા. ટોકર છગનલાલ.

૨ શા. રાયચંદ લાડકચંદ.
૨ શા. વેલાભાઈ મોહનદાસ
૨ શા. કાળિદાસ પીતાંબર.
૨ શા. નથુભાઈ ચતુર.
૨ શા. સાંકળચંદ દલાલચંદ.
૨ શા. માણેકચંદ પીતાંબર
૨ શા. હરજીવન પીતાંબર.
૨ શા. દીપચંદ ગાંગજી.
૨ શા. માણેકચંદ હરચંદ.
૫ શેઠ. ભીમચંદ મગનલાલ

## અમદાવાદ.

શા. મનસુખરામ સૌભાગ્ય-
ચંદ મારફત.
૫ શા. મલીચંદ જેચંદ.
૪ પારેખ પાનાચંદ ઝવેર.
૨ શા. હરજીવન ભુદરદાસ.
૨ શા. છગનલાલ બેચર.
૨ શા. ગુલાબચંદ રાયચંદ.
૨ શા. ભીખાશા ફુલચંદ.
૨ શા. ગુલાબચંદ હીરાચંદ
૨ શા. મગનલાલ વાનચંદ.
૨ શા. મોતી સાંકળચંદ.
૨ શા. ગોપાળદાસ પાનાચંદ
૨ મનસુખરામ સૌભાગ્ય-
ચંદ શાહ.
૨ ભાવસાર લલ્લુ ભુદર.
૨ શા. મનસુખરામ જેઠા.
૨ શા. પુરૂષોત્તમ જેઠા.

**સુરત.**

૧૦ ભાવસાર અમીચંદ કેશવજી.

૧૦ ભાવસાર કપુર બેચરદાસ.

૫ ભાવસાર મેળાપભાઈ પ્રભુદાસ.

**લખતર.**

૨૦ શેઠ. વર્દ્ધમાન જેશંગ મારફત.

**માંડવી** (કચ્છ).

૧૫ મેહેતા મધજી દેવચંદ.

**સાયલો.**

૧૦ શા. મૂળચંદ મલીચંદ.

**લાકડીઆ.**

૫ શા. પાબા પખાણી.

૩ શા. પાલાપખાણી મારફત.

**વડોદરા,**

૫ શેઠ. લાખાભાઈચુનીલાલ.

**ધાંધલપુર.**

૫ શેઠ. ચતુરભુજ નાગર.

**વવાણીઆ.**

૫ વોરા. ગોપાળજી તારાચંદ.

**વટામણ.**

૫ ભાવસાર. રામાભાઈ અખઈભાઈ.

**રળોલ.**

૫ શા. જેઠા ઉકાભાઈ.

---

"**સુબોધ પ્રકાશ અને સાર સંગ્રહ**" નામનું ચોપાન્યું દર મહિને પ્રગટ થાય છે. તેમાં વાંચવા જોગ ઘણી બાબતો દર વખત સમાવવામાં આવે છે. તે છતાં તેની કિંમત બાર મહિને ફક્ત પાંચ આના પડે છે. પરદેશથી મંગાવનારને ટપાલ ખરચના ત્રણ આના વધારે. એની દરમાસે ૧૫૦૦ પ્રત છપાય છે, તેમાં થોડીજ નકલો હવે બાકી રહી છે. માટે ખુશી હોયતો ચાલો. અને આ સસ્તું ચોપાન્યું ખરીદી, વાંચી અને ખુશ થાઓ. આ કરતાં સસ્તું ચોપાન્યું બીજું એકે મળતું નથી.

**પુરૂષોત્તમ કાહાનજી ગાંધી—લીંબડી.**